## મૂખ્ય પાત્રો.

### પુરૂષ વર્ગ

ઠા. આના આંગેવાન પંચાતીઆ.

દાદાભાઇ: ચારૂત્તરની કુલીનશાહીના પ્રતિનિધિ; કાકાભાઇની ગુજરી ગયેલી દીકરીના પતિ.

લાલભાઇ :
વા'લભાઇ:
દેવાભાઇ :
રામાભાઇ:
} દંઢાવ્યના જૂદા જૂદા ભદ્રસ્થાનોના પંચાતીયા.

મોરૂભાઇ :
છોટુભાઇ:
} કાકાભાઇના ગામના ન્યાતીલા.

### સ્ત્રી વર્ગ.

મોટાંજી: કાકાભાઇનાં ઘરવાળાં.

લાડીમા: કાકાભાઇનાં વિધવાકાકી.

નહુજીમા:
નવીમા :
રણીમા :
} કાકાભાઇના ગામની સ્ત્રીઓ.

બા ફોઇ: દંઢાવ્યની દીકરી પણ ચારુત્તરની કુલીનશાહીનાં પ્રતિનિધિ.

## પ્રવેશ પહેલો.

સ્થળ: કાકાભાઇના ઘરની માંડવી.

પાત્રો: મોટાંજી અને દાદાભાઇ. પાછળથી લાડીમા.

[ દંઢાવ્ય ચારૂત્તરના ચૌદ ભદ્રસ્થાનોનું સંમેલન થવાની હિલચાલ શરૂ થવાનું જાણતાંજ દાદાભાઈ માજી સસરાના ઘેર પધાર્યા છે કાકાભાઈ સંમેલનમા ગયા છે દાદાભાઈને જમાડયા પછી ફુરસદની વેળ સાધી મોટાંજી જૂના જમાઈ પાસે બેઠાં છે ]

દાદાભાઈ [ બીડીનો છેલ્લો ધૂમાડો કાઢતાં ]: મોટાંજી ! આ તો મહાસાગરે ...નું કહેવાય. ઘરડા કહેતા હતા તેમ હળાહળ કળિયુગ ...બતાવવા જેવું થાય. નહિં તો આખા ... તે આ સૂઝે ? તમારે તે કંઈ ... પાંચ ખડી થાય તેમ છે.

કરતાં, ગભાર ... ...

કેટલાકોને છે ને ?

દાદાભાઈ: એટલે? શું પારકા દુઃખે તમારે દવા પીવી? એ તમારા સસરાના ઘરની ખાનદાની શું બધાના! જે મેં જ્યારે સાંભળ્યું કે કાકાભાઈ સંમેલનમાં જોડાય ..., ત્યા પૃથ્વી માર્ગ આપે તો અંદર સમાઇ જવા જેવું થયું! કહેનારાઓની વાત મેં માનીજ નહિં. એમને મેં જૂઠા કહ્યા. આ તે કંઈ જેવી તેવી વાત થાય છે? તમારી કન્યા સંમેલનમાં જતે શું જશે, પણ માત્ર કાકાભાઇનું ઘર એમાં ભળવા તૈયાર થયું છે એટલું સાંભળીને ચરોતરનાં બધાં આગેવાન ભદ્રસ્થાનો અને રાવો ચમકી ઉઠ્યા છે!

મોટાંજી: તમે અમારી કાળજી ન કરો તો કોણ કરે? તમે કંઈ લોક છો? મારી બેનાં ગુજરી ગઈ છે, તોએ અમે તો તમને એ જીવતી હોય ને ચાહીએ એટલાજ ચાહીએ છીએ. અને એમનો પણ તમારા ઉપર એનો એ ભાવ છે.

દાદાભાઈ [ સ્વગત ]: માટે તો તમને અમે ફાવે તેમ દોરવી શકીએ છીએ [ પ્રકટ ]: એટલેજ મારે કેટકેટલાં જરૂરી કામ મૂકીને દોડતા તો! આવવું પડયું. ઇચ્છા તો એવી હતી કે કાકાભાઇને ખૂબ સમજાવીશ, એમણે લીધેલો માર્ગ કેટલો ખોટો છે તે બતાવીશ, છતાં નહિં માને તો પગે પણ પડીશ. મોટાંજી! આ તે કંઇ જેવી તેવી વાત છે? કાકુ કાનજીની વખણાતી સાખની આબરૂ જવા બેઠી છે. માનશો? અમારી તરફ તો લોકો એમ પણ કહે છે કે, કોઇએ કાકાભાઇને કંઇક ખવરાવીને વશ કર્યા હશે, નહિં તો એમના જેવા તે આ નહિં ત્રણમાં ને તેરમાં એમના ટોળામાં ભળવા તૈયાર થાય?

મોટાંજી [ વિચારમાં ડૂબી ગયાં હોય તેમ ]: એમ? તમારી તરફ એવી વાતો થાય છે?

દાદાભાઇ: હા.

મોટાંજી: પણ સંમેલનમાં ભ...
નથીજ. તમારી તરા
ભદ્રસ્થાનો તો ખા...

[કટાક્ષ મોં કરીને]: તમને અમારી તરફની શું ખબર પડે ? ગામ હોય ત્યાં ઢેડવાડા નથી હોતા ? અને શું તમારા ગામમાંજ બધા સરખા છે ?

કાકા [એટલામાં લાડીમા આવી પહોંચે છે]

આ લાડીમાને પૂછોને ? તમારા ગામમાંજ જેમની જાનો ઉપકુળની કોથળીયો ફેંકાયલી. અને જેમને સારૂ ચોરા બંધ થયેલા અને એ કામની આગેવાની કાકુ કાનજીવાળાઓએજ લીધેલી; તેમનેજ આમાં તો મોટાભા કરવાના છે. પહેલાં જેમનાં નામ લેતાં તમારાં ધરોવાળા અભડાઇ જતા, તેમનેજ આ તો કરગરીને કન્યા આપવા જેવું થાય છે. અને બીજાઓનું તો જાણે સમજ્યા. એમના ત્યાંથી તો દંઢાવમાં એ કન્યાઓ ગઇ હશે અને અમારી તરફનાં ટાયણ ટોયણોમાં ગઇ હશે. પણ તમારા કાકુ કાનજી-વાળાઓએ તો આજ સુધી મુએલી કન્યા પણ ત્યાં અભડાવી નથી, કેમ ખરૂં કે નહિં, લાડીમા ?

લાડીમા [સમગ્ર પૃથ્વીનો ભાર માથે પડવાથી કચરાઇ રહ્યાં હોય તેમ]: દાદાભાઇ ! હું તો તમારા કહેવા પહેલાંની કહી રહી છું, પણ મારા માથાને શું ઉકલ્યું છે તે માનતોજ નથી. એ તો કહે છે કે, આપણે આ સંમેલન છોકરાના સુખ માટે નહિં પણ છોડી-ઓના સુખ માટે કરીએ છીએ. ભઇસ્યાબ ! હવે હું તો થાકી. આતો કાકુ કાનજીનું બોળે જવા બેઠું છે.

દાદાભાઇ [સ્વગત]: ઠીક થયું. તીર ધારેલે સ્થળેજ વાગતું લાગે છે. [પ્રકટ]: લાડીમા ! તમારી દીકરીઓને સ્યાં દુઃખ છે ? અને દુઃખ હોય તો એ તમારૂં કુળ કેટલું ઉંચે ચડેલું ? આતો પંદર પાવડીયાં નીચે ઉતરવાનું ! સિંહ સો દહાડાનો ભૂખ્યો હોય તો એ કદી ઘાસ ખાય ? પણ કાકાભાઇએ તો એવુંજ કર્યું ! એમના તેજમાં તણાઇને બીજાઓ હા પાડે છે, નહિં તો આ સંમેલન કકડભૂસ થઇ જાય.

લાડીમા [તપકીરની દાબડી ઉઘાડતાં]: ખરૂં છે, ભા ખરૂં છે.

દાદાભાઇ: લાડીમા ! વખતે મોટાંજી તો નહિ જાણતાં હોય પણ તમારો અમારો સંબંધ કંઈ આજ કાલનો છે ? હજારો વર્ષ થઇ ગયાં [સ્વગત] માર તોપ કોણ પૂછે છે ? [પ્રકટ] અને હવે તમારા અમારા ગામમાં જેમનાં લેખાં નહિં એવાઓના થવાની હતી ? આતો અમારે ધરતીમાં લાડીમા ! અમારાથી અત્યારથીજ બોલાતું નથી.

લાડીમાઃ ખરૂં છે, આ ખરૂં છે. આતો તમે વહાલા સગા તે દે અને અમારા માટે આટલી કાળજી કરો. નહિં તો

ભાઈ: હા. [ સ્વગત ] અમારા બુધ્ધિમાન પુર્વજોએ આ મન ઉપર કેવો અજબ કબજો મેળવ્યો છે ! ગુલામી ભાવના મનોવૃત્તિને ગુલામ બનાવ્યા વિના ઉત્પન્ન ન થઇ શકે અને જ્યાં મનોવૃત્તિને ગુલામ બનાવી એટલે પછી આખી પ્રજાને ભાનભૂલી કરી વશ કરી શકાય; તો આ તો કેમ છે ! અમારી જીત દંડાજ. શરીર ઉપરની નહિં પણ હૃદય અને મન ઉપરની છે. કદાચ હૃદય બંડ કરવા જાય તોપણ મન આગળ તેનું કશું ચાલવાનુ નથી. તેમાં પણ દંઢાવનો સ્ત્રીસમાજ એ વિભાગને અમારા ગુલામ રાખવામાં અમને બહુ મદદ રૂપ છે. [ પ્રકટ ] આતો અમે તમારા સગા રહ્યા અને જો સગો સગાના દુઃખે ન દુભાય તો પછી તે સગો શાનો ?

મોટાંજી : ખરૂં છે.

લાડીમા [ સહજ ક્રોધ કરીને ]: ખરૂં તો છેજ સ્તો; પણ બહુ તમારામાંજ પાણી ક્યાં છે ? મારા જેવી હોય તો કુવો હવાડો કરતા કે ગળે ફાંસો ખાવા તૈયાર થાય; પણ આવું થવા ન દે સમજ્યાં ?

દાદાભાઇ [ સ્વગત ]: ઠીક તક આવી પાસા પોબાર પડતા જાય છે. [ પ્રકટ ] મોટાંજી ! લાડીમા કહે છે તે તદ્દન ખરૂં છે. પણ બીજી એક વાત તો તમે જાણતાં એ નહિં હો.

મોટાંજી [ ચમકીને ]: કઇ વાત ?

દાદાભાઈ [ ગંભીર મુદ્રા કરીને ]: જાણે વાત એવી છે કે. તમ રાજ ગામ-વાળાઓએ, અમારી તરફના જેમને કન્યાઓ મળતી નથી તેમની સાથે મળીને એવો તાગડો રચ્યો છે કે, તમારી કન્યાઓ જે આજ સૂધી ગમે ત્યાં ગઇ નથી, તેમને સમેલનમાં ઉતરાવી, તમારા ખાનદાનને હલકું પાડવું. તે પછી સંમેલન પણ તૂટી જશે. આ સમેલનથી તો ખુના મરકી ન થાય તો મને સંભારજો

મોટાંજી [ ચમકીને ]: હાય ! હાય ! મા આવું છે ?

લાડીમાઃ ગજબની વાત ? ? ?

---

## પ્રવેશ બીજો.

---

સ્થળઃ કાકાભાઇના ઘરનું રસોડું.

પાત્રોઃ મોટાંજી તથા કાકાભાઈ

[ કાકાભાઇ સંમેલન માટે ?

પતિ પત્ની વચ્ચે સંવાદ

[ થાળીમાં રોટલો મૂકતાં મૂકતાં ]: ત્યારે તમે સંમેલનમાં વાની હા પાડી આવ્યા એમ ?

કાકાભાઈ: હા એકલીજ નહિં, પણ આપણી ચંચીનો રૂપીઓ પણ આપ્યો.

મોટાંજી [ ગભરાઈને ] : હેં એ એ ? શું ચંચીનો રૂપીઓ ! અને તે સંમેલનમાં ! એ કદી બનશેજ નહિં. દાદાભાઇ આવ્યા'તા તે એવી એવી વાતો કરી ગયા છે કે તમે હોત તો તમને પણ સંમેલન તરફ તિરસ્કાર આવ્યા વિના રહેત નહિં.

કાકાભાઈ: એ બધું ખોટું. એમના ગામને સંમેલનથી ગેરલાભ થાય તેમ છે, એટલે ઉંધું ભરાવે.

મોટાંજી : શું એમને કન્યાની ખોટ છે ? આપણા જેવા સત્તર વખત કરગરે ત્યારે હા પાડે. એમને શો ગેરલાભ ?

કાકાભાઈ: કરગરવા જનારાઓની સંખ્યા ઘટી જાય તે.

મોટાંજી : તમને રડ્યા ન્યાતવાળાઓએ ભૂત ભરાવ્યું છે. મારે તો એ સંમેલનમાં ભળવું નથી ને મારી ચંચીને કુવામાં નાખવી એ નથી. મારી ચંચીને સંમેલનમાં પરણાવનાર કોણ છે ? જોઉં તો ખરી એ પરણવા આવનારને પણ ? છોડી મારી છે બહુ કરશો તો એને છાતીએ બાંધીને કુવામાં પડીશ, પણ સંમેલનમાં તો નહિંજ કરવા દઉં.

કાકાભાઈ: તને આ બધું ભૂત દાદાભાઇએ ભરાવ્યું લાગે છે.

મોટાંજી: અમે શું કશું સમજતાં નહિં હોઇએ એમ ? તમારી ડાગળી દેવાઇ ગઇ છે તે સમજતા નથી. સંમેલન એટલે તો સાટાં તેખડાં. હાય હાય મા રે ! એવું તે કાકુ કાનજીની સાખમાં કદીએ થાય ? હું તો તમને કહી દઉં છે કે, માથું કુટીને લોહી છાંટીશ, ગળે ફાંસો ખાઇને મરીશ પણ તમને કશું એવું કરવા નહિં દઉં સમજ્યા ? તમે તો બહાર ફરો અને અમારે તો બૈરાંમાં રહેવાનું સમજ્યા ?

કાકાભાઈ: [ નરમપડીને ]: પણ મેં સહી આપી છે તે ? હવે ના પાડું તો ખરાબ દેખાય ને ?

મોટાંજી: ત્યારે એમ જ કહોને કે તમે મારો ને મારી ચંચીનો જીવ જ લેવા બેઠા છો.

---

## પ્રવેશ ત્રીજો

—ચો.

દેવાભાઇ, રામાભાઇ, છોટુભાઇ.

માધુ: અમે સાંભળ્યું કે કાકાભાઇ સંમેલનમાંથી નીકળી ગયા છે એટલે આવ્યા છીએ. શું એ વાત ખરી છે?

લભાઇ: અમે માનીએ છીએ કે કોઇક સંમેલન વિરોધીએ આ માત્ર ગપ ઉડાવી છે કાકાભાઇ જેવા માણસ એક વખત બોલેલું કદી ફેરવી તોલેજ નહિં.

દેવાભાઇ: હા ભાઇ, કાકાભાઇ એટલે જેમ તેમ નહિં તો. ક્યાં એમની ખાનદાની?

કાકાભાઈ [ ઓચી ખણતાં ] : તમો સહુભાઇઓનું કહેવું ખરું છે; પરંતુ સંમેલનમાંથી આવ્યા પછી કેટલાંક કારણો તપાસતાં મને લાગ્યું કે મારે મારી સહી પાછી ખેંચી લેવી જોઇએ; એટલે એમ કરવાનો મેં મક્કમ વિચાર કર્યો છે.

છોટુભાઇ : કાકાભાઇ ! એ ક્યાં કારણો, તે જણાવશો ?

કાકાભાઇ : જણાવવાથી શો લાભ ?

મોરૂભાઈ: બીજો તો શો લાભ? પણ આવેલા મહેમાનો જાણી શકે કે, કાકુ કાનજીના દીકરા, દંઢાવના આગેવાન અને સંમેલનના મોટા થાંભલા જેવા કાકાભાઇને એવાં તે ક્યાં સબળ કારણ નડ્યાં, કે જેથી કરીને તેમને પ્રતિજ્ઞાભંગનું મહાપાપ વહોરવું પડે છે?

રામાભાઇ: કદાચ કુળવાન સગાં વહાલાંની લાગવગ પહોંચી હશે?

છોટુભાઇ: કે પછી ઘરમાંથી દબાણ થયું હશે?

કાકાભાઇ: જે માનો તે બધુંએ ખરૂ છે.

લાલભાઇ: કાકાભાઈ, સંમેલનમાં તમે ભાગ લેવા આવ્યા, ત્યારથીજ સમાનતા, સ્વતંત્રતા અને બંધુભાવનાનો સિદ્ધાંત સ્વીકાર્યો હતો; પરંતુ બીજાઓને મોટા ગણી જાતે હલકા ગણાવાની ગુલામી મનોવૃત્તિનું જોર પાછું તમારામાં સતેજ થતું લાગે છે.

કાકાભાઇ: એમ માનો.

મોરૂભાઇ: કાકાભાઈ! તમે વાત ઉડાવો નહિં. મેં પાકે પાયે સાંભળ્યું છે કે, બૈરાંના દબાણને લીધે તમે પ્રતિજ્ઞાનો ભંગ કરવા તૈયાર થયા છો. પરંતુ એ મર્દનાં લક્ષણ નથી. સ્ત્રીઓનું માન સાચવવું એ સારૂં છે, પણ આપણે બધી વાતમાં તેમ કરવા તૈયાર થતા નથી. છતાં એટલું યાદ રાખજો કે હવે જમાનો બદલાયો છે. તમે માનતા હો કે, તમારા આડા પડવાથી સંમેલન તૂટશે તો તે ખોટું છે.

લાલભાઇ: ત્યારે ચરોતરવાળા કહે છે તે ખરૂં જ … ત્રિયારાજ
ચાલી રહેલું છે. સાચા અ… … નથી;
પણ આતો આપણે … રક
પ્રત્યેક કાર્યમાં ગૌરવ

નાભાઇ: અને આ ઉપરથી એટલું તો લાગ્યા વિના રહેતું નથી જ ખાસ કરીને સંમેલનના સંબંધમાં આપણે આપણા સ્ત્રી વર્ગ જેમ બને તેમ જલદી કેળવી લેવો ઘટે, કે જેથી પ્રતિપક્ષીએ તેમની અજ્ઞાનતાનો લાભ લઇ તેમની મનોવૃત્તિ ઉપર પોતાનો કાબુ જમાવી ન બેસે.

---

## પ્રવેશ ચોથો.

---

સ્થળ : રણીમાનું ઘર.

પાત્રો : બાફોઇ, રણીમા, નવીમા, વહુજીમા, અને લાડીમા.

[ બાફોઇ ચરોતરમાંની પોતાની સાસરીમાંથી પિયર આવ્યાં છે. તેમને મળવા સહુ આવ્યાં છે તપખીરના તડાકા સાથે સંમેલન વિષે વાતોના ધડાકા ઉડી રહ્યા છે ]

બાફોઇ [ સહુની ઉપર છાપ પાડતાં હોય તે હએ ] : હેં લાડીમા ! આ બીજીઓ તો આજકાલની એટલે કશું ન સમજે, પણ તમે ય તે કશું ન બોલ્યાં? આ તમારૂં નવું સાટાં તેખડાંનું મંડળ કર્યું તેમાં બીજું કોઇ ન મળ્યું તે ચરોતરના છેલ્લી પરવાડવાળાઓને ભેગા કર્યા ?

લાડીમા [ નિશ્વાસ નાખીને ]: બા. આજકાલ ઘરડીયાંનું સાંભળે છેજ કોણ ?

બા ફોઇ [ તાડૂકો કરીને ]: કેમ અલીઓ ? આજ કાલની જ્યાં ત્યાંથી આવી ભરાણીઓ છો, એટલે તમને ભટ્ટસ્થાનોની અને કુળવાનોની ખબર શાની પડે ?

નવીમા [લગાર આકળી થઇને]: બાફોઇ ! બળ્યું એમ શું બોલો છો ? જ્યાં ત્યાંથી આવી ભરાણીઓ છીએ પણ તમારા ભાઇ, ભત્રીજાઓનાં ઘર ઉજળાં ને ઉઘાડાં રાખીએ છીએ, અને તેમ આવડો મોટો સાંડ મૂકીને વહેલમાં બેશીને આવ્યાં છીએ.

બાફોઇ: [સક્રોધ] અલિ નવલી ! તું તો કંઇ બહુ ફાટી છે ને શું ?

લાડીમા: બા, બધીઓને એમના ધણીઓએ ફટવી છે. એમાં પેલા મોરલાએ તો હદ જ કરી. કુળવાનોની સામે ગરબા લખી લખીને ગવરાવે છે, અને ઠામ ઠામ એની એજ વાતો કરે છે.

બાફોઇ: ... ને લીધે તો તમારાં કુળ ઉજળાં છે; સમજ્યાં ? ગરજ આપવા જાઓ છો ત્યારે એ તો આવે નફખોદ નથી જવાનાં હોં કે !

---

ઇ: અલિઓ ! તમે જ કહોને કે જ્યાં ભલભલા કુળવાનો પા .. છે ત્યાં રેંગી પેંગી આવશે તેથી તમે ઉજળાં દેખાશો ?

.ીમા: બા, એ પણ આપણા જ ન્યાતભાઈ. એમ કેમ બોલો છો ? એક કુળવાન ને બીજો રેંગી પેંગી ? બધા એક જ માળાના મણકા.

બાફોઈ: [ચિડાઈને]: તમને શું ખબર પડે ? કાયડીઆઓના ઘરની આવીઓ એટલે આવું જ કરો તો ?

રણીમા: અને સારાની દીકરીઓ શું કરે ?

બાફોઈ: શું કરે ! બ્રહ્મભટ્ટની દીકરીને શીખવવું પડે ? મરે પણ પૂર્વનો ચાલ્યો આવતો રિવાજ છોડે ? શું બાપદાદા ગાંડા હ તે અમને હજ્જારો ભાગીને કુળ જોયાં હશે ?

નવીમા: એ વખતે સાચા કુળવાનો હશે, દીકરીયોને સુખ હશે, કે નવ સંબંધીનો મોહ હશે.

લાડીમા: અને હવે ?

બાફોઈ: હવે એમાંનું કશું નથી !

રણીમા: ગજબની વાત ! અલિઓ ! શું કહો છો ? શું કુળવાનોનાં કુળ ચાલ્યાં ગયાં ? અરે, કુળ તો એવી વસ્તુ છે કે કદી જાય જ નહિં. ભલેને બીજો મોટો ધનેતર આવે અને અમારા ગામનો ગાંડો, ઘેલો, ગરીબ, ચોર, લુચ્ચો લફંગો કે બોબડો-બહેરો આવે, પણ એની બરોબરી કોઈ કરી શકે ખરો !

લાડીમા: મારા માધાની વહુ એ પહેલી તો આમને ચાળે ચડી હતી, પણ ભલું થજો દાદાભાઈનું કે સવેળા આવી ચડયા કે અમારા કાકુ કાનજીના કુટુંબની લાજ હાથમાં રહી.

રણીમા: શી રીતે લાડીમા ?

લાડીમા: આ શી રીતે, તે માધુ તો ચંચળાનો રૂપીઓ પણ સંમેલનમાં આપીને આવ્યો હતો; પણ વહુ કહે કે અમે મા દીકરી મરીશું; એટલે તુરત થઇ ગયો પાંસરો.

બાફોઈ: એનુંજ નામ લાજવાળાની દીકરી.

રણીમા: ત્યારે બા અમારે શું કરવું ?

બાફોઈ: મોટાંજીએ જે કયું તે ?

નવીમા: એટલે આદમીઓની પ્રતિજ્ઞાઓ ઉપર પાણી ફેરવાવવું ?

લાડીમા: એમાં શું ? આદમીની જાતને તે શી સમજણ હોય ? ઘરવ્યવહારની વાતો તો બૈરાંજ જાણે.

રણીમા: લાડીમા ! થોડા દહાડા પહેલાં અમે પણ ... માનતાં હતાં; પરંતુ હવે અમારી આંખો ...

નવીમા: અને અમે અમારૂં

વહુજીમા: એટલે તમારૂં તથા ... લાગે છે.

૪૦ પ્રતો મળશે. ૧૦૦ પ્રતના અઢી રૂપીઆ પડશે.

૪૦ પ્રત મંગાવનારને ટપાલ ખર્ચ ભરવું પડશે. ૧૦૦ પ્રત મંગાવનાર માટે ટપાલ ખર્ચ માફ

એ કથનનું રહસ્ય સમજી સંમેલનમાં ભળ્યા છો ?

---

## અને

### બ્રહ્મભટ્ટ જ્ઞાતિની સર્વાંગે ઉન્નતિ ઇચ્છતા

# 'સુ ભ દ્ર'

માસિકના ગ્રાહક થયા છો ? થયા હો તો તેના વધુ પ્રચાર માટે પ્રયાસ કરો છો ?

### એ માસિક

જ્ઞાતિમાં ખૂણે ખાંચરે ચાલતી કુળવાનશાહીની દમનનીતિઓ તથા બીજા અન્યાયોને નિડરતાથી પ્રકાશમાં લાવી, જ્ઞાતિમાં ચાલતી કૃત્રિમ રૂઢી રાક્ષિસીણીઓના પંજામાંથી જ્ઞાતિમૈયાને મુક્ત કરવા મથી રહ્યું છે.

નવા વર્ષથી એના લવાજમમાં ઘટાડો કરી માત્ર **બે રૂપીઆ** કર્યાં છે.

લ'